વન્દે-માતરમ્.

# દેશ-સેવા



યાને

## કર્મબળે દોરાયેલી દુનિયા.

સંગ્રહ કરી, રચી-છપાવી, પ્રસિદ્ધ કરનાર,

સેવક કેશવલાલ ગોકળદાસ શાહ

મુ. અમદાવાદ.

આવૃત્તિ ૧ લી.     પ્રત ૨૦૦૦ બે હજાર.

ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શાહ સોમાલાલ મંગળદાસે

છાપ્યું. ઠે. પાંચકુવા ચાર રસ્તા—અમદાવાદ.

કિંમત એક આનો.

# ઉપકાર પત્ર અને કૉપીરાઈટ સંગ્રહ

મારી ઉપર ઉપકાર કરનારા આ દુનીઆની અંદર ઘણા મનુષ્યો છે. તે સર્વેનાં નામ લખવા બેસું તો બહુજ વખત જાય. તેમજ પુસ્તકનું કદ પણ વધે તેના કરતાં દરેક મનુષ્યનું પરમાત્મા ભલું કરો. એટલુંજ કહેવું બસ છે. મિત્રધર્મ બજાવનાર ભાઇ મોતીલાલ ડાહ્યાભાઇનો ઉપકાર ભૂલાય તેમ નથી. તેમનો ઉપકાર મારા ઉપર ઘણોજ છે. મુંબાઇમાં રહેતા શેઠ ધનજીભાઇ હોરમસજી ઇજનેર કે જેઓ સાહેબ મને ઓળખતા નહોતા છતાં તેમણે મને રંક દુઃખી જાણીને આશ્રય આપ્યો હતો, વડોદરાના પંડિત મોહનલાલ હરીકૃષ્ન જેઓ રંક હોવા છતાં પણ મને ઘણી મદદ કરતા હતા, અને અત્યારે પણ મદદ કરે છે, અને આ ચોપડીના લખાણમાં તેમજ બીજું લખવાના કામમાં મદદ કરનાર ભાઇ અંબાલાલ હુકમચંદ તે સર્વનો હું ઉપકાર માનું છું. મારા વિચારમાં મદદ કરનાર સેવક ઑફિસના અધિપતિ તથા સેવા મંડળના મંત્રી ભાઇ ડાહ્યાભાઇ મનોરદાસનો પણ ઉપકાર માનું છું, કે જેમના લીધે હું મારી ફરજ બજાવીને દુનિયાના દેવામાંથી છૂટવાનો રસ્તો શોધું છુ. પરમાત્મા સર્વનું ભલું કરો.

સર્વેના પગની રજ શા. કેશવલાલ ગોકળદાસ,

ઠે. રૂપા સુરચંદની પોળ—મુ. અમદાવાદ.

# ગાંધી છે.

---

હિન્દ તણો અરવિન્દ અનુપમ દેશ ઉદ્ધારક ગાંધી છે,
આફ્રિકાના આર્ય સુતોની વિપત વિદારક ગાંધી છે;
તાપ અમાપ સહીને તનના પરમ હિતકારક ગાંધી છે,
ચમ્પારણની પીડીત પ્રજાનો સત્ય સહાયક ગાંધી છે.
ખેડામાં મહેસુલની ખોટી ભિતિ નિવારક ગાંધી છે,
અંત્યજ પણ આત્મા સમ માને તત્ત્વ વિચારક ગાંધી છે;
કર્મવીર લાયક નાયકના સર્વ ગુણધારક ગાંધી છે,
ક્રુર કાળા કાયદાનો મર્મ પ્રકાશક ગાંધી છે.
દુર્બળ થયેલી હિન્દ પ્રજાની ભિતિ વિનાશક ગાંધી છે,
સત્યાગ્રહના દિવ્ય શસ્ત્રનું યુદ્ધ પ્રચારક ગાંધી છે.



# દેશ—સેવા.

## ભાગ ૧ લો.

સંગ્રહ કરનાર—કે. જી. શાહ.

( લાવણી. )

હિન્દુ પારસી અને મુસલમાન, સહુ હુન્નરને આબાદ કરો;
દેશી કારીગર ભુખે મરે છે, દયા તેની દિલ માંહિ ધરો. ૧
પ્રથમ આપણો દેશ હતો જે, સૂર્ય સમાન જગ જગતો;
ગઈ રોશની થયું અંધારૂં, જેમ તારો ભૂપર ખરતો. ૨
હુન્નર વિદ્યાને કળા ચાતુરી, સહુમાં આ સરદાર હતો;
બે નુમુના નકશીદાર સામાન, માલ અહિંથી વિદેશ જતો. ૩
વિદ્યામાં વિખ્યાત વિદેશી, વેપારી વિદેશ જાતા;
જંદ ફારશી સંસ્કૃત માંહે, ગ્રંથકાર વિશેષ થાતા. ૪
અસલી સુરત શહેર કહાવે, પૃથ્વીપર પ્રખ્યાત હતું;
યુરોપ આદી સર્વ દેશમાં, કાપડ અહીંથી સીધુંજ જતું. ૫
વેપારી વિદેશી થયા છે, અહીંના લોક થયા ખાલી;
દોરી સંપી તેનાજ હાથમાં, દેશ દેશ બેન્કો ઘાલી. ૬
સરાફ આદી તકીઆ ફાડે, વિદેશીએ આંજી નાંખ્યા;
ધીરધાર સહુ અહિંની ગઇ છે, સ્વાદ જુઓ કેવા ચાખ્યા. ૭
મો રાતું રાખે લપડાકે, સહેલાણી સુરતી લાલા;

તળીઆળું ટાઢું નહિં કોઇનું, ગુમ થયા અસલી માળા. ૮
મુસલમાન મુફલીસ થયા છે, હિન્દુ પણ તેના જેવા;
વેપારી નોકરીઓ ઢુંઢે, કર્મે ખોટી છે સેવા. ૯
વેપારે લક્ષ્મીનો વાસો, નોકરીમાં તે નહિ જાણો;
શ્રીમંત જ્ઞાની ગરીબ શોધો, અસલી હુન્નરની ખાણો. ૧૦
વિદ્યા ભણીને ઢુંઢે નોકરી, પીંડ પોષવા બહુ ધારે;
દેશ દાઝથી વણજ વધારે, વીરલા તેજ તરે તારે. ૧૧
વેપારે વધીને શાખ વધારો, હિંમત હારી નવ જાશો;
હિંમતની કિંમત નહિ જગમાં, હિંમતથી સવળો પાસો. ૧૨
દગો કદી ના કરો વેપારે, ત્યારે વટ વધશે ભારી;
બરકત રહેશે તોજ ધંધામાં, એજ શીખામણ છે મારી. ૧૩
ઓછે નફે વધે વકરો, બહુ વ્યાજ ખાધ નહિ લાગે;
કપટ લોભથી જશે આબરૂ, પરિણામે તે પડી ભાગે. ૧૪
પરિણામ દરશી કો શાણા, દાનત બુરી નહિ રાખે;
કઠોર થઇ નહિ ઠગે બીજાને, તેનાં ફળ મીઠાં ચાખે. ૧૫
થાય પડાપડી જે ધંધામાં તેમ પડે અહિંના લોકો;
નવા ધંધા પર નજર ન રાખે, પછી પસ્તાઇ પાડે પોકો. ૧૬
ઘાંચી મોચી સુઇ સારવી, લુહારને ગણી ભાઇબંધો;
બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય આદિ, સહુ ખીલવોને ધંધો. ૧૭
દેશી પાક વિદેશ જઇને, વધી ગુણ આવે મોઘો;
કિસબ કરામત શીખી બનાવો, મુકાબલે પડશે સોંઘો. ૧૮
દેશી ઓસડ તેજ ગયું છે, સતેજ થઇ અહીં આવે;
યંત્ર શાસ્ત્ર ખોળી બનાવો, વૈદ્ય હકીમ ભળભે ભાવે. ૧૯
હુન્નર શીખી ઉદ્યોગ વધારો, નહાનમ ઉરમાં નહિ રાખો;

ભૂખે રડવડતા નિરૂદ્યમી જન, ઠેકાણું પડશે લાખો. ૨૦
પ્રભુ પ્રીતે પરમાત્મ સમજી, દયા દીનની દિલ ધારો;
સ્વાર્થને પરમાર્થ સાધો, આજે વદે છે, જય વારો. ૨૧
સ્વદેશ ખાતર ઘુમી રહ્યા છે, વિદેશીઓ ઠામે ઠામે;
એથી ઉલટા આપણુ કેવા, તિરસ્કાર દેશી નામે. ૨૨
તજી આળસ ઉદ્યોગે વળગો, વખત ગાળશો નહિ ગાજો;
ખંતથી ખામી સુધારશો તો, થશે દેશ પાછો તાજો. ૨૩
દેશી જન સહુ દેશાભિમાની, એક દિલથી સંપ કરો;
દેઇ ઉ-તેજન દેશી માલને, હુન્નરથી આ દેશ ભરો. ૨૪
દેશી ખેડુતો જ્ઞાન મેળવી, વિદેશ જેવો પાક કરો;
કપાસ ઉત્તમ કરીયાણું કરી, પાક સુધારી કષ્ટ હરો. ૨૫
દેશી કળા ઉ-તેજન ખાતર, દુકાન કાઢી શહેર ભરો;
દેશી હુન્નર સારા સ્થાપી, સંચાઓની શોધ કરો. ૨૬
ઘટયું નુર ને ઘટી કમાણી, તુટયો સંપ ને કુસંપ વધ્યો;
વધી ઇર્ષા વધ્યો તોર બહુ, તેથી પૈસો પરદેશ ગયો. ૨૭
હીર ગયું નિર્માલ્ય થયા છો, ઉપાય ઉદ્યમ તરવાના;
નવી યુક્તિઓ નહીં શોધો તો, દેશી રવડી મરવાના. ૨૮
રોજી વિના રખડતા ફરીએ, કરગરી કહું જાચી જાચી;
વેલા સમજે સમજુ ખપશો, ગઇ રોજી આવે પાછી. ૨૯
અમેરીકા જાપાન યુરોપથી, હુન્નરને ઘસડી લાવો;
ધીરજરામ કહે સ્વદેશી, મન ગમતો લ્યો લાવો. ૩૦

ભાગ પહેલો સમાપ્ત.

આનો બીજો ભાગ ટુંક વખતમાં બહાર પડશે. પ્રસિદ્ધ કરનારના સરનામેથી મંગાવી લેવો.

# કર્મબળે દોરાયલી દુનિઆ ભાગ ૧.

સંગ્રહ કરનાર—કે. જી. શાહ.

(રાગ સવૈયા.)

માત પિતા બહુ દુઃખ વેઠીને, ભલે ભણાવ્યા બની ગુલતાન;
હુન્નર કળાનું જ્ઞાન ન મેળવ્યું, નોકરી ઉપર લાગ્યું જ્ઞાન.
અંધાના ઉખાણા માફક, હ્રદયે ધરતાં એકજ ધ્યાન;
હાય નોકરી હાય નોકરી, હાય કરે શું હિંદુસ્તાન. ૧
ભણ્યા ગણ્યાનો ભેદ ન જાણ્યો, એકલ બકરે કીધી હદ્દાર;
શ્વાન સમુ સુખ ભોગવવાને, સૌ સાથે થાઓ તૈયાર.
નોકરી માટે નમો નીચને, બીજા ધંધાનું નહિ ભાન;
હાય નોકરી હાય નોકરી હાય કરે શું હિંદુસ્તાન. ૨
ખેતી વણજ વેપાર વગોવી, હુન્નરથી શું પામ્યા હાર?
પરવશ પડી રહો પેટ ભરવા, ભારત ભૂમિનો ખોયો ભાર;
મેટ્રીક પ્રીવિયસ બી. એ. પરીક્ષા, હોદ્દો મેળવવા થાવું હેરાન.
હાય નોકરી હાય નોકરી, હાય કરે શું હિંદુસ્તાન. ૩
દેઇ પરીક્ષા પાસજ બનીઆ, રૂડો મચાવ્યો ઈંગ્લિશ ઠાઠ,
પંદર, વીશ પચીસ પચાસ કે, માસીક રૂપીઆ મેળવો સાઠ.
આવક કરતા જાવક ઝાઝી, શું પ્રમાણે રાખો માન,
હાય નોકરી હાય નોકરી, હાય કરે શું હિંદુસ્તાન. ૪
વૈતરૂ મળે તો બની વૈતરો, કામજ કરતો બાર કલાક,
મજુરીયા પણ માંગે માગે, પણ તમારો નવ ટળતો થાક.

રોજ રોકડા તમથી બમણા, લેઇ કરતા શાસ્ત્રીઓ ગાન,
હાય નોકરી હાય નોકરી, હાય કરે શું હિંદુસ્તાન. ૫
કાડ યુરોપી હાથ લાવવા, હાથ કરો છો નીચ કામ,
ગાંઠનું ખોઇ લાંઠ બનાવ્યા છો, પણ પાસે રહે ન બદામ.
છત તમારી ગઇ છંડાઇ, પોતાનું ન રહ્યું પીછાન,
હાય નોકરી હાય નોકરી, હાય કરે શું હિંદુસ્તાન. ૬
નોકરી માટે નાંખો જાળો, જર જમીનનો કરતા નાશ,
હોદ્દો પામી હક બજાવતા, ગરીબ જનને દેતા ત્રાસ.
દયા દીનતા દૂર ફેંકી દઇ, ગર્વધરીને કરો ગુમાન,
હાય નોકરી હાય નોકરી, હાય કરે શું હિંદુસ્તાન. ૭
પરહીત પર ના પ્રીત તમારી, ક્ષમા ઉરેથી અલગી કીધ,
નિજ પ્રતાપે વડીલ કુળને, પૃથ્વીમાં પેસાડી દીધ.
કરીશ નહી તે નોકર શબ્દ, પણ ના શુદ્ધ કે ના સાન,
હાય નોકરી હાય નોકરી, હાય કરે શું હિંદુસ્તાન. ૮
નીચ ગુલામી હાથે ગોતો, વળી ગુલામ કહેતાં પ્રગટે દુઃખ,
સ્વાશ્રયી ના થઇ શકવાના, અન્યાશ્રયે પ્રગટ્યું મહા દુઃખ.
પરાધીન સ્વપ્ને સુખ નાહી, તોય વિષય એ છે બળવાન,
હાય નોકરી હાય નોકરી, હાય કરે શું હિંદુસ્તાન. ૯
લઘુતાને ગુરૂ ગણી લીધી, સમય સમય તુને ધન્યવાદ,
ઉદય મધ્યને અસ્ત કરે તું, વારંવાર એ આવે યાદ,
હાય તણાયું નિજ પરદેશે, સાથે સઘળું ધનને ધાન,
હાય નોકરી હાય નોકરી, હાય કરે શું હિંદુસ્તાન. ૧૦
દયા ધર્મ તજી દિલમાં દુષ્ટા, દિન જનને રહી દમી દમી,
અરરરરર આ અવની વિષે, આંખેથી બહુ અમી ચમી,

પ્રૌઢ થઇ કર્યું પેટનું સાધન, રંક જનનું ખોયું ખાન પાન,
હાય નોકરી હાય નોકરી, હાય કરે શું હિંદુસ્તાન. ૧૧
સ્વજનતામાં સંપતજીને, કુસંપ કરતા ટમી ટમી,
જગત જનના રદય વિશે, ઝેર રહ્યું છે ઝમી ઝમી.
બહુ દિનનો કાઢયો મળ, સમજો હવે તો મહેરબાન,
હાય નોકરી હાય નોકરી, હાય કરે શું હિંદુસ્તાન. ૧૨
સુધરી જવાને માટે શોધી, નોકરી જેવી નીચી વાત;
સાહેબ લેડી બનવા માટે, બાઇ ભાઇ કરતા પંચાત;
સુધરેલી સધવાને વિધવા, બેઉ બન્યાં છે એક સમાન;
હાય નોકરી હાય નોકરી, હાય કરે શું હિંદુસ્તાન; ૧૩
લેમન, સોડા, બીડી, બાબરી, બાઇ શિકલ પ્રોડી એ માટ;
બાઇ ભાઇ સૌ કરે નોકરી, જાત વાનને મન ઉચાટ;
અર્ધ દગ્ધ થયું ભારત અંગ આ, વેઠે વપુએ બહુ નુકશાન;
હાય નોકરી હાય નોકરી, હાય કરે શું હિંદુસ્તાન. ૧૪

ગજલ.

જુલમ કરના છોડ દે, જાલીમ ખુદા કે વાસ્તે;
હય યહ હરકત નારવાં, અહલે વફા કે વાસ્તે.
હય બનાયે સબ ઉસી કે, જીસને તું પેદા કીયા;
ક્યોં સતાતા હે કીસીકો, દો દિનોકે બાસ્તે.
હોગી ખુદ ગરજી ભલા, ઇસસે ભી બઢકર ઔર ક્યા;
જાન લેતા ઔર કી, અપને મજાકે વાસ્તે.
કાટકર ઔરોકી ગરદન, ખેર અપની માંગતા;
દે જગહ ઇન્સાફ કો, દિલમેં ખુદા કે બાસ્તે.

ચન્દ રોજા જીંદગી તન હે, યહ પાનીકા બુલબુલા;
ખ્વામ ખ્વાહ બનતા હે કયોં, મુજરિમ સજાકે વાસ્તે.
કર ભલા હોગા ભલા, નેકીકા બદલા નેક હે;
મત કીસી કો તંગ કર, હાજત રફા કે વાસ્તે.
કર અદા અપને ફરાયજ, હોને વાલી શામ હે;
મત મરે મરદુદ અબ, નાએ અદાકે વાસ્તે.
ભુલકર માલીક કો ફિરતા, દરબદર બલદેવ કયોં;
જાન દેતા ખોહયા, બસલે બુતોં કે વાસ્તે.

(ધરમની ગજલ.)

છોડો ન તુમ ધરમકો ચાહે જાન તનસે નિકલે,
સચ્ચા સખુન હો લેકિન શીરોં દહન સે નિકલે. છોડો૦ ૧
હર વક્ત હય મૌત સર પર ચલ લે લે તોશા ભાઇ,
ભક્તી બિનય કી કરલો જિતની ઇસ તનસે નિકલે. છોડો૦ ૨
સુન લો કરમ ધરમ કે બહરે જવાની મેં ગુલ,
નહીં તો ખિજાં મેં રોતી બુલબુલ ચમન સે નિકલે. છોડો૦ ૩
રકખા હય કયા વહાં પર કૈસી હય વસ્તી સોચો,
જિતને રૂષિજન નિકલે સબહી વહ બનસે નિકલે છોડો૦ ૪
અચ્છે અમલ હોં જબ કિ સમઝેં ધરમ હય કયા શય,
તાઉનો હઇજા કયોં ના ફિર તો બતન સે નિકલે. છોડો૦ ૫
અન્ધેરા મિટા લો સુરજ ચમકા હઇ સોનેવાલો,
ઉઠો તયાર ભી અપને અપને મસકન સે નિકલે. છોડો૦ ૬
ધન સે ધરમ કરો તુમ નહીં તો સમઝલો આજિજ,
સિકન્દર કે હાથ દોનો ખાલી કફન સે નિકલે. છોડો૦ ૭

---

# પ્રભુની બીક રાખોને.

સતાવો શીદ જાલીમો પ્રભુની બીક રાખોને,
ભરોને નીતિથી ભાણુ પ્રભુની બીક રાખોને. ૧
અરે અભીમાનીઓ અંધા વિચારીને કરજો ધંધા,
પ્રભુ તો તમને પૂછશે પ્રભુની બીક રાખોને. ૨
ભલે હો લક્ષ્મી તુજ પાસે અગર ઘરબાર તારાં હો,
નહી તે સાથ તો આવે પ્રભુની બીક રાખોને. ૩
જુવાની તો જવાની છે વૃથા શાને તું ફૂલાયે,
કરોને પુન્યના રસ્તા પ્રભુની બીકરાખોને. ૪
મરેલાને તમે મારો તપેલાને તમે તારો,
ધુંદેલાને તમે ધુંદો પ્રભુની બીક રાખોને. ૫
નથી પૈસા તો અમ પાસે અમે નિરધન તો છીયે,
નથી તમ ધનની પરવા પ્રભુની બીક રાખોને. ૬
ભલે અમે ભુખે તો મરીએ અમારી દેહને દમીયે,
તમારા પેટ તો મોટાં ભલે હમેશ થયા કરજો. ૭
અમે આ જગતમાં આવી કીધી છે પુન્ય કમાઈ,
તમે તો સ્વાર્થમાં ઘેલા તમારી જીંદગી ગુમાવી. ૮
તમારાથી થાય તે કરજો જરી બાકી નહી રાખો,
પ્રભુની આણ તમોને છે જરી બીક રાખોને. ૯

# હોટેલોકે બારેમેં પાક ફર્માને.

## ગઝલ.

ધુતારી ચાય હોટેલકી, જલાવે તન બદન સબકો !
ચુડાવે મઝહબો દીં કો, લુટાવે દેશકે ધનકો ! !
સુબહમેં ઉઠકે પઢતા, રસુલલીલ્લાહકા કલમા !
ઝબામે પાક પરવર ઓર, લફ્ઝે માલક મોલાના ! !
બિરાદર આજ લેતા હય, મુબારક ચાય યા કૉફી !
વઝુ, નિમાઝ કે બદલે, દબાતે પાઉ ડબલ રોટી ! !
દિને ઇસ્લામ કે બચ્ચે, સુબહમેં જાયે મદરેસે !
પઢે કુરાનો કિતાબેં, અભિ તો ચાય હોટેલકા ! !
જલા કે ખુન, ખા લેતી કલેજા કોપ ભર ચાયે !
બિગાડે આંખ, ઓલાદો, ખુદા માલુમ કયું આયે ! !
તુમ્હારે ખુનસે ઉલ્ફત, ગઝલ ઓર બયત લીખ ડાલી !
નિગાહ આસામ કે ચા કે, બગીચે ડાલના ખાલી ! !
સરાસર ઝહેર દેતે હય, હમેશાં હોટેલો વાલે !
કટોરા ખુંક લેતે હય, દિને ઇસ્લામ મતવાલે ! !
સહારા માન લો સચ્ચા, મઝહબો-મુલ્ક-ગિરતા હય !
હોટલો હોશ ઓ હિમત, નસિબ બદબખ્ત કરતા હય ! !
દુપટ દામે દીયા કરના, હમેશાં હોટલે કચરા !
ન માલુમ અય બિબિ જાયા, સતાતા કયું ન એ ખતરા ! !
સબર હોંશિયાર યે દેખો, ફજર તો હો ચુકા બાબા !
પઢો કલમા-કુરાને પાક, પયગંબર રસુલિલ્લાહ ! !

હરાવો નામ હોટલકા, જલાદો બાગ બોટલકા !
કસમ ખાલો ન દેખેંગે, નિશાનો નામ હોટલકા ! !
પુકારા યે કીયા કરતી, ખિલાફત ખદકકી સારી !
જલાદો ચાય હોટલકી, જલાતી સલ્તનત પ્યારી ! !
દિનો ઇસ્લામમેં જીસ્કી, કભી દિની નહિ બહાલી !
કભી મર જાયેંગે બેહેત્તર, ન લેંગે હોટલે પ્યાલી ! !
ઝબાં પર નામ પરવરકા, કસમ દિલ નેક રાહબરકા !
ખુદાકે વાસ્તે લેંગે કદિ, ના નામ હોટેલ કા ! !
બિરાદર મજલિશે બોલો, ખુદા રાહબર હમારા હો !
તુમ્હારા પાદરા-કર હૈ સફા દિલ હોટેલો સે હો ! ! !

પાદરાકર.

---

## ચહાનો રાજીઓ.

---

હાય ! હાય ! ઘર ઘાલ્યું ધુતારી ચાયે !
પીતાં હાડ ચામ માંસ બળી જાયે ! રે હાય ! !
હોશે હોશે મા-બાળકને પાયે ! બાળ વૃદ્ધો યુવાન ફૂબી જાયે !
પાયમાલ બધો દેશ તો કરાયે ! રે ! હાય ! !
ઉઠી નામ ના પ્રભુનું લેવાયે ! નજર ઉકળતી ચાહ ભણી જાયે !
ક્યારે પ્યાલો ભરી પી લેવાયે ! રે ! હાય ! !
કઢયાં કેશરીયાં દુધ નવ ભાવે ! જીવ ચહા વિણુ વ્યાકુળ થઈ જાવે !
જેવો તેવો ચહાયે કોઇ લાવે ! રે હાય ! !

જીવ તરફડે ને કાળજું ચુંથાયે ! નવ કામકાજ સુજતું જરાયે !
ચહા પાઓ આ જીવડો તો જાએ ! રે ! હાય ! !
હવે હોટલમાં પગલાં કરીયે ! કાળી વાઘરી જયાં ચાહ બનાવે ! !
દામ ડુપટ લેઇને પીવરાવે ! રે હાય ! !
ભુખ મરતાં આંખો ઉડી જાયે ! ખાડા ગાલમાં ને પેટમાં જણાયે !
લોહી માંસ બધાં અંગનું તવાયે ! રે ! હાય ! !
ઘેર પરણીને બાળક ન થાયે, બાધા મેલડી ભુવાની કરાયે !
બાળ્યાં હીર કેમ સંતતી પમાયે ! રે ! હાય ! !
કોઇ પુણ્યયોગે બાળ કદી થાયે, જીવે મરવાની આળસે સદાયે !
એના અંગમાં તો લોહી ના ભરાયે ! રે ! હાય ! !
ચહા તો દેશ તણા રંગથી રંગાયે, જેને પીતાં ભિખારી દેશ થાયે !
ચહાને પાપે નપુંશક થવાયે ! રે ! હાય ! !
સૌ બેનોને ભાઇ સંભળાયે ? કાંઈ આવે વિચાર મન માંહે !
ચહાને કાઢવા વિચાર કાંઇ થાયે ! રે ! હાય ! !
ધર્મ તન–ધનની પાયમાલી થાયે, ચહાની બેડીમાં જગ જકડાયે !
તોય ઉઠી ઉભા ના થવાયે ! રે ! હાય ! !
ઉઠો ઉઠો ન સુતા રહેવાયે, બંધુ બહેની જુલમ ના સ્હેવા. !
આપો ચાને વિદાય–દુષ્ટ જાયે ! રે ! હાય !
રવિવારે પ્રતિજ્ઞા લેવાયે ! હિન્દુ સાથે મુસલમાન થાયે !
બે બે પાછી ન આવી ભરાયે ! રે ! હાય ! !
કોથી કદિયે ન હોટલે જવાયે, આજ પાદરાકર ખુશ થાયે !
મણિમય ધન્ય દિવસ ગણાયે ! રે ! હાય ! !

પાદરાકર.

# હોટેલની પ્રતિજ્ઞા.

### ગઝલ.

હૃદયનું રક્ત કાઢીને, લખો લેખો પ્રતિજ્ઞાના !
તમારા દેશને ખાતર, કદિ હોટેલ ના જાતા ! !

વિવેકી વીર ભારતનાં,—અગર સંતાન થાતા ના !
કદિ જો થાઓ તો—હોટેલમાં મરતાંય જાતા ના ! !

ચપણ હોટેલની ચહાનાં, હળાહળ ઝેરથી ભરીયાં !
અગર જો માનવી હો તો, કદીએ ચાટતા ના ના ! !

તમારા પ્રાણથી પ્યારો, તમારો ધર્મ માનો તો !
શ્વાનની ચાટ સમ હોટેલમાં, મ્હોં મારતા ના ના ! !

ગણો જો દેશની લક્ષ્મી, અમોલી ભેટ માલીકની !
ખીસા પાકીટ હોટેલમાં, કદીએ ખોલતા ના ના ! !

પ્રિયા પ્રેમી પુરા હો તો, ખરો ચહા બહાર નવ શોધો !
પ્રીતિ હો મુકી ઘરનો, અવરનો ખોળતા ના ના ! !

કદી લાં તમાને હો, તમારાં બાળકો ગભરૂ !
થાય પણ ચહા તો, કદીયે આપતા ના ના ! !

જ્ઞા મર્દ પાળે છે, ન પાળે હીજડા હારી !
બધું બ્રહ્માંડ તુટે તો, દીધેલો કોલ ચુકતા ના ! !

કદી હો માનવી તો તો, સદાયે માનવી રહેજો !
પ્રતિજ્ઞા સિંહ સમ પાળો, અધુરાં વેણ બકતા ના ! !

કદી લલચાવશે હોટલ, વીરા ઓ મર્દ મુછાળા !
મુછો કાઢયા વિના કોદી, અરે હોટેલ જાતા ના ! ?

પ્રતિજ્ઞા તે પ્રતિજ્ઞા છે, હૃદયના રક્તથી લીધી !
મણિમય પાદરા—કર જો, તફળ વિસારતા ના ના ! !

પાદરાકર.

સેવા એ જીવન, સેવા એ સ્વર્ગ, સેવા એ સ્વરાજ.

# સેવક.

જો સ્વર્ગ જોઈતું હોય, સ્વરાજ્ય મેળવવું હોય, મનુષ્ય ધર્મ બજાવવો હોય, ભિખારીઓની સંખ્યા ઘટાડવી હોય, નિરાધારોને મદદ કરવી હોય અગર કરાવવી હોય, જ્ઞાન સાથે ગમ્મત મેળવવી હોય, તો સેવક માસિકના ગ્રાહક થાઓ. તેનું વાર્ષિક લવાજમ છે પોસ્ટેજ સાથે રૂ. ૨—૦—૦ અને લાયબ્રેરીઓ માટે રૂ. ૧—૮—૦. જલદી ગ્રાહક થવાને લખો.

સેવક ઓફિસ, રીચીરોડ—અમદાવાદ